

શ્રીગણેશાય નમઃ

# મોક્ષ માર્ગ દર્શક

યાને

# ઉપદેશામૃત બિન્દુ.



આવૃત્તિ ૧ લી. પ્રત ૨૫૦



પ્રકાશક:—

દેવજી જાદવજી વાળુકડવાળા

દાદીશેઠ અગીઆરી લેન. મુંબઈ. નં૦ ૨.

સંગ્રહક:—

પ્રેમશંકર મુળજી જોશી, ભાવનગરવાળા.

[illegible]–૩૯૪. [illegible] રોડ, [illegible] ટાંકી.

મુંબઈ. ૮.



# લેખકના બે બોલ.

માણુસને સત્સંગની તથા સારા બોધની ખાસ જરૂર છે તેવો બોધ મળી શકે તે માટે આ પુસ્તક સમાજ સેવામાં રજુ કરૂં છું. પ્રથમ થોડા વખત પહેલાં મારા તરફથી બે નાનકડાં પુસ્તકો પદ રૂપે અનુક્રમે "શું તમે કંઇ નહિં કરો" તથા "સ્ત્રી સુબોધક કાવ્ય" એ નામે બહાર પાડેલ છે અને તે સંબંધી કેટલાક સારા મત મળવાથી મને ઉત્સાહ થયો અને જન સમુદાય માટે કાંઇક વધારે ઉપયોગી પુસ્તક બહાર પાડવાનું બની શકે તો ઠીક એવા વિચારથી આ પુસ્તક માટે પ્રયાસ કર્યો પરંતુ તે બહાર પાડવાને મદદની જરૂર હોવાથી મી० હરખજી જાદવજીને જણાવવાથી તથા લખેલા કાગળો બતાવવાથી ખુશી થયા અને આ પુસ્તક બહાર પડે તો સમાજને ઉપયોગી થશે એમ જાણી છપામણીના પૈસા આપવાનું કહેવાથી આ પુસ્તક બહાર પાડયું છે. તેની આ મદદ માટે આભાર માનું છું. આ પુસ્તકનો લાભ જન સમુહ લેશે અને

गच्छतः स्खलनं, क्वापि भवत्येव प्रमादतः ।
हसंति दुर्जनास्तत्र, समादधति साधवा ॥

એ પ્રમાણે હંસ વૃત્તિ રાખી સાર ગ્રહણ કરશે તો મારો પ્રયાસ સફળ થયો સમજીશ.

સમાજ ઉપયોગી બાબત રજુ કરવાનો મારો શરૂઆતનો પ્રયાસ છે તો વાંચક સાર ગ્રહણ કરી યોગ્ય અભિપ્રાય આપશે એમ ઇચ્છું છું. અસ્તુ.

માહ વદ ૬
શુક્રવાર.
તા ૧-૩-૨૯.

લેખકઃ—
પ્રેમશંકર મુળજી જોશી, મુંબઇ.

# ઉપોદ્ઘાત.



આ જગતમાં જન્મ લઈને મનુષ્યને પોતાનું કર્તવ્ય શું છે તે ખાસ કરીને સમજવાની જરૂર છે. તેમજ દરેકને સંસાર સુખ મેળવવાની પણ ઇચ્છા રહે છે. તે સુખ મેળવવા માટે કેટલીક ઉપાધીઓમાંથી પસાર થવું પડે છે. સંસારની અનેક ઉપાધીઓને લીધે સંસાર દુઃખરૂપ મનાય છે, તે સંસાર સુખ રૂપ કઇ રીતે બની શકે અને સંસારની ઉપાધીઓ કઇ રીતે બાધ ન કરી શકે તે બરાબર સમજવાની જરૂર રહે છે.

આ બધું સમજવાનું તથા જાણવાનું કાંઈ સારૂં સાધન હોય તોજ સંસાર સુખરૂપ બની સંસારની ઉપાધીઓ બાધ કરી શકતી નથી. અને તેવા સાધનને લીધે યોગ્ય કર્તવ્ય બજાવી છેવટે મનુષ્ય જન્મનું સાર્થક કરી મોક્ષ પ્રાપ્તિના રસ્તે પહોંચી શકાય છે.

સત્સંગ એ માણસની જીંદગીની ઇમારતનો મજબુત પાયો છે અને કુસંગ એ જીંદગીની ઇમારતનો સડો છે. એટલે સારામાં સારૂં મજબુત લાકડું હોય અને તેમાં જો સડો પડેલો હોય તો ધીરે ધીરે ગમે તેવું મજબુત હોય તોપણ છેવટે નકામું થઇ પડે છે. તેવીજ રીતે કુસંગરૂપી સડો જો મનુષ્ય-જીવનમાં પેસે તો મનુષ્યનું જીવન નકામું કરી નાંખે છે. માટેજ સારી સોબત એટલે સારા સંગની માણસને મોટામાં મોટી જરૂર રહે છે. જેવી સોબત તેવી અસર થાય છે તેથી સારી સો ત જીંદગીને સુખરૂપ બનાવે છે ને ખરાબ સોબત જીંદગીને દુખમય બનાવી દે છે. સારી સોબતથી સીધી રીતે વર્તનાર માણસને સંસારની ઉપાધી ઘણેભાગે બાધ કરી શકતી નથી.

સંસાર દુખરૂપ ગણાય છે, કારણ સંસારમાં અનેક પ્રકારના દુખો ભોગવતા માણસો જોવામાં આવે છે. તે પ્રમાણે કર્મ સંજોગે પોતાને દુઃખ આવે તો માણસે ગાભરા બનવાની જરૂર નથી. પરંતુ તે વખતે ધીરજ રાખી ઇશ્વર સ્મરણ અને યોગ્ય ઉપાય શોધવાની જરૂર રહે છે. ઈશ્વર–પરમકૃપાળુ હોવાથી અધમઉધ્ધારણ, પતિતપાવન અને અશરણ શરણ ગણાય છે. જેને કોઇનું શરણ ન હોય તેને ઇશ્વર શરણ આપે છે પરંતુ તે કયારે કે, સાફ દીલથી ઈશ્વર પ્રાર્થના (સ્તુતિ) એટલે સ્મરણ થાય તોજ, બાકી 'ઉપરકી અચ્છી ઓર ભીતરકી રામ જાણે' એ હિસાબે થાય તો તે ભોળો નથી. વળી અંતરજામી છે. તો સાફ દીલથી અને ખરા ભાવથી પ્રાર્થના કરવાથી તે જરૂર દયા કરે છે. ને દુખ વખતે હિંમત આપી રસ્તો સુઝાડે છે કે જેથી સારૂંજ થાય છે અને સદ્‌બુદ્ધિ સુઝે છે તો દુખ વખતે અવળા ફાંફાં નહીં મારતાં ઇશ્વરનો આશરો ગ્રહણ કરવાની જરૂર રહે છે.

પોતાના કર્મ સંજોગે લક્ષ્મી સુખ પ્રાપ્ત થાય છે તો તેવે વખતે સારી સોબત કે સત્સંગ તથા ઇશ્વર ભાવના ન હોય તો સુખનો લાભ જોઇએ તેવો લઇ શકાતો નથી પરંતુ ઉલટી ઉપાધીરૂપ જીંદગી બની જાય છે ને યોગ્ય કર્મ ભુલાય છે અને અધોગતીને રસ્તે ઉતરી જવાય છે. તેથી જન્મ એળે ગુમાવાય છે, આવું ઘણે ઠેકાણે જોવામાં આવે છે તો તેવા દુનિયાના દાખલા જોઇ દરેક માણસે ખરૂં સુખ શેમાં છે અને કઈ રીતે છે તે જાણવાની જરૂર રહે છે.

દુનિયા એ ભુલભુલામણી છે. તેની ખરી સમજ મેળવવા માટે સદ્‌ગુરૂની જરૂર રહે છે. તેમાં કેટલાક સ્વાર્થી એટલે

ફકત પોતાના સ્વાર્થ ઉપરજ નજર રાખી પોપટીઓ બોધ કરવાવાળા ગુરૂઓ મળે છે તો જીંદગી ઉલટી ગુચવાડામાં નાંખી દે છે. તે માટે નિઃસ્વાર્થી ગુરૂઓ મેળવવાની તથા તે પાસેથી ખરો બોધ લેવાની ખાસ જરૂર રહે છે.

આ મનુષ્ય દેહ દુર્લભ મનાય છે તેથી દેવતાઓ પણ તેની ભાવના રાખે છે કારણ આ મનુશ્ય જન્મથી ધર્મ, અર્થ કામ અને મોક્ષ મેળવી શકાય છે. તેમજ દુનિયા એ કર્મ ભૂમિ છે, ને યોગ્ય કર્મથી તે મેળવી શકાય છે. તે માટે સદ્‌ગુરૂ યોગ્ય રસ્તા, યોગ્ય આચરણ તથા સારી સંગત તથા સારાસારનો વિચાર સાફ દીલ અને ઇશ્વર સ્મરણ એ રીત-ભાત જાણવાની જરૂર રહે છે.

આ બધી બાબતો આ પુસ્તક મનનપૂર્વક વાંચવાથી મળી રહેશે કારણ તેમાં ઉપયોગી લખાણો, પદો તથા શ્લોકો ઘણા ઉપયોગી છે કે જે સારૂં ભાન કરાવે છે. આવા પુસ્તકો ગુરૂની ગરજ સારે છે. માટે તેવા પુસ્તકો વાંચવા, વંચાવવા તથા સમાજમાં મુકવાની ખાસ જરૂર છે. લેખકે આ પુસ્તકમાં સારો પ્રયાસ કરેલો વાંચકને દેખાશે. આ પણ એક સેવામાર્ગ છે આવી સેવા બદલ તેને ધન્યવાદ ઘટે છે. તે સાથે આવા કાર્યને મદદ આપી પોતાના નાણાનો સદ્ઉપયોગ કરનારને પણ ધન્યવાદ ઘટે છે. આ પુસ્તકનું મનન કરનારને તેમાંથી પોતાને જરૂર પડતી બાબત જરૂર મળી આવશે અને તેથી સમાજ ઉપયોગી થશે એમ મારૂં માનવું છે. અસ્તુ.

લી. વીઠલદાસ કરશનદાસ, મુંબઇ.

શ્રી ૧ા.

# મોક્ષ માર્ગ દર્શક

અને

# ઉપદેશામૃત બિન્દુ.

---

**गुरुर्ब्रह्मा गुरुर्विष्णु गुरुर्देवः महेश्वरः ।**

**गुरु साक्षात्परब्रह्मः तस्मै श्री गुरुभ्ये नमः ॥**

---

આ ચક્ર અરે સંસારતણું, રમતું ભમતું હરનિશ રહે,
સહુ દુઃખ ઉત્પન્ન થાતું તેમાં એ વાત પુરાણ ને શાસ્ત્ર કહે.
સુખ મેળવવા મથતાજ બહુ, સઉ પ્રાણી તરંગથી યત્ન લહે,
પણ ના મળતું સુખ લેશ અરે, નિજ હસ્તથકી એ કષ્ટ ગ્રહે.

આ જગતમાં સર્વ મનુષ્યો સુખ ભોગવવાનીજ ઇચ્છા ધરાવનારા હોય છે પણ સંસારની રચનાજ ઉપાધી રૂપ છે તો તેની અંદર આવેલા મનુષ્યો બીચારા સુખ મેળવવાને હજારો પ્રકારના પ્રયત્નો કરે છતાં પણ પોતાને દુઃખનીજ પ્રાપ્તિ થાય છે અને તે પણ પોતાને હાથે કરીનેજ ઉપાધિ ગ્રહણ કરી લીયે છે. આવા ઉપાધીમય સંસારમાના દુઃખો નાશ કેમ થતા હશે તે વિષે શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

वेदान्तार्थ विचारेण जायते ज्ञान मुत्तमम् ।
ते नान्यन्तिक संसार दुःख नाशो भवन्यतु ॥
त्यक्त्वा हं ममता भावं निश्चेष्टो निरुपाधीकः ।
धीरो ज्ञानं कुढारेण छिन्ते संसार बंधनम् ॥

વેદાન્તના અર્થનો વિચાર કરવાથી ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત થાય છે અને એ જ્ઞાનથી તુરત સંસાર સંબંધી સર્વ દુખો નાશ પામે છે ધીર પુરૂષ અહંતા મમતાના વિચારો તજી દઇ ઉપાધિ રહિત થઇને કંઈ પણ કર્મ કરતો નથી અને તે જ્ઞાન રૂપી કુહાડીથી સંસારના બંધનને કાપી નાખે છે.

**માટે સમજો સંસાર અરે જન રેંટતણા ઘટનીજ સમાના,**
**ભરાય તે કુપની બહાર જે આવેલ**
**ખાલી થઇ નિજ જાય છે સ્થાના.**
**એ સમ પ્રાણી લીયે અવતાર થતા અવધિયે પાછું મરે,**
**નિજ આત્મતણી પીછાણ વિના**
**એ આત્મતણું સુખ આપ હરે.**

આ સંસાર કુવાની જેવો છે. તે સંસાર રૂપી કુવામાં સર્વ પ્રાણી રેંટના ઘડા સમાન છે. જેમ કુવામાંથી ઘડા જળ ભરીને બહાર આવે છે અને પાછા ખાલી થઇને તેજ કુવાની અંદર જાય છે તેવીજ રીતે જીવ પણ પોતપોતાના કર્મો પ્રમાણે દેહ ધરી આ જગતમાં અવતાર લે છે અને પાછા તે દેહ અહીં-આજ મુકીને તેજ જીવ પાછો બીજા દેહમાં જન્મ લે છે અને પોતાના શુભ વા અશુભ કર્મોના સંજોગે તેને જન્મ અને

મરણુ આપી વ્યાધિ, ઉપાધિ અને જરાવસ્થાનું મહાન કષ્ટ ભોગવી અવરનવર કર્મો કરી પોતાના આત્માનું સાચું સુખ કે જે ઉત્તમપદ તે પોતાને હાથે કરીનેજ ગુમાવે છે. ઘણા ભાગે મનુષ્યો ધન, ધાન્ય રાજ્યના વૈભવો અને વિલાસોનું સુખ ખરૂં માને છે તો ઘણા માનવો વિદ્યા ભણી, રાજ્ય સભામાં કે સમાજોમાં માન પામી પોતાના મનની અંદર પ્રસન્ન થાય છે. વળી કોઇ મનુષ્ય પોતાના દેહને સારાસારા વસ્ત્રો ને દાગીનાથી શણગારીને પોતે તેમાં સુખ માને છે, તો કોઇ મનુષ્ય અલમસ્તપણુ એટલે કે કોઇની પણ દરકાર ન રાખવી અને જે મળે તે ખાવું પીવું અને પોતાના દેહને રૂષ્ટપુષ્ટ રાખીને પ્રસન્ન થાય છે. જો કે ઉપરના સાધનો મનુષ્યોને આનંદ આપે છે પણ પરિણામે તો એ સર્વ સાધનો મીથ્યાજ છે કારણ કે મીથ્યા સાધનદ્વારા મેળવેલ સુખ તે પણ મીથ્યાજ ગણાય છે પણ ખરૂં સુખ અને ખરી શાન્તિ તો પોતાના આત્માની ઓળખાણ જેવી કે હું કોણ છું, કયાંથી આવ્યો છું, મારે શું કર્તવ્ય કરવાનું છે, અને આ શરીરથી હું શું કર્તવ્યો કરી રહયો છું તે સર્વત્ર જાણી અને શુધ્ધ આત્મજ્ઞાન કેમ પ્રાપ્ત થઇ શકે તેનું શોધન કરવું, તે શોધન કરવાથી ખરૂં જ્ઞાન પ્રાપ્ત થતાંજ અજ્ઞાનરૂપી અંધકાર નાશ થતાં અહંભાવ પણ નાશ થશે અને તે અજ્ઞાન નિર્મુળ થતાંજ આ સર્વ જગની વાસનાઓ પોતાના અંતઃકરણથી છુટી જાય છે. વાસનાનો લય થયા પછી તે જીવની ઉત્તમ ગતી થાય છે એટલે કે તે જીવની મુક્તિ થાય છે, અને તે મુકિતની અંદરજ ખરૂં સુખ અને ખરી શાંતિ છે કે જે શાન્તિનો કદાપી નાશ થતોજ નથી.

શ્રી કૃષ્ણ ભગવાન ગીતાજીમાં પણ કહે છે કેઃ—

**विहाय कामान्यः सर्वान् पुमांश्चरति निस्पृहः ।**
**निर्ममो निरहंकारः सशांतिमधिगच्छति ॥**

(गीता २–७१)

જે મનુષ્ય સર્વ કામના તજી નિઃસપૃહ થઇને વિચરે છે અને જેની અહંતા મમતા ટળી ગઇ છે તે શાન્તિને પામે છે.

**છે દુર્લભ દેહ મનુષ્ય તણો ઉત્તમ ગતિ એજ થકી મળશે,**
**છે સાધન મોક્ષના પંથ તણું સત્સંગ પ્રતાપથી એ ફળશે.**
**સદ્‌ગુરૂ તણા ઉપદેશ થકી સૌ પુન્ય અને પાતક બળશે,**
**નિજઆત્મતણું ખરૂં ભાન થતા પછી જીવએ શીવસંગે ભળશે**

આ લોકમાં ઉત્તમ દેહ મનુષ્યોનોજ છે અને એજ જન્મ મોક્ષનું સાધન છે કારણ કે પશુ, પંખી, કીટ વિગેરે યોનીમાં અવતાર થવાથી મોક્ષ મેળવી શકાતો નથી કારણ કે તે અવતારોમાં પ્રભુની ભક્તિ કરવાનું—અરે ઇશ્વર પ્રસન્ન કરવાનું સાધન કંઇ પણ મળેલું નથી. પણ માનવ જન્મની મહીં તો વાણીદ્વારા અને સર્વ અવ્યવોદ્વારા પરમાત્માની પુજા અને ભક્તિ કરી તેમને પ્રસન્ન કરી અને પરમ પદ મેળવી શકાય છે તેમાં પણ પ્રથમ તો સારા અને શુધ્ધ વિદ્વાનો અને અનુભવી ગુરૂદ્વારા ઉપદેશ ગ્રહણ કરવાની આવશ્યકતા છે કારણ કે સત્સંગ અને સદ્‌ગુરૂ પાસેથી જ્ઞાન મેળવ્યા શિવાય જગત ઉપરની કામના મટતી નથી અને કામનાનો નાશ થયા વિના

પુન્ય અને પાપ એ બેયનો લય થતો નથી. અને પુન્ય અને પાપ નાશ ન થાય તો તે ભોગવવાનું તો રહ્યું છે કારણ કે જો પુન્ય હશે તો પુન્ય ભોગવવા જન્મ ધારણ કરવો પડશે અને પાપ હશે તો તે પણ ભોગવવા અવતાર ધારણ કર્યા વીન્યા છુટકો નથીજ પણ જ્યારે નિષ્કામ વૃત્તિથી એટલે કર્મ ફળની આશા રાખ્યા વિન્યા કર્મ કરે તો તે મનુષ્યને શુભ યા અશુભ કર્મ બંધન કરી શકશે નહિં. અને જ્યારે કર્મ બંધન ન થાય તો તે જીવ અવશ્ય શીવની સાથે મળી જાય છે. અર્થાન્ત મોક્ષ ગતીને પામે છે માટેજ મોક્ષ મેળવવા વાસ્તે પહેલા જ્ઞાનની ઘણીજ જરૂર છે શાસ્ત્રોમાં પણ કહ્યું છે કેઃ—

**बोधोऽन्य साधनेभ्योहि साक्षान्मोक्षैक साधनम् ।**
**या कस्य वन्हि व ज्ञानं विना मोक्षो न सिध्यति ॥**

કર્મ આદી અન્ય સાધનો ( અંતઃકરણના મળ વિક્ષેપ આદી ) દોષોની નિવૃત્તિદ્વારા મોક્ષના સાધક છે અગ્નિ વિના જેમ પાક સિદ્ધિ થતી નથી તેમ જ્ઞાન વિના મોક્ષની સિદ્ધિ થઈ શકતી નથી.

છે સાર અસાર સંસાર આ સાગર નિર ભર્યું છે તે મહિં ખારૂં,
તરંગ થતાં બહુ તે જળમાં એ દુરથી નેત્રને લાગશે પ્યારૂં.
છે મોહ અને અભિમાન રૂપી મહા મચ્છ એ ગળવા ફાડતા તાળું
સત્સંગ સુકાની જો સાંપડે પ્રાણીને સહેજે એ સાગર નિર તરાણું.

આ જગતની અંદર ઉત્પતિ અને લય કાયમ થયાજ કરે છે, વળી જગત અસાર છે કારણ કે તેની અંદર માયાની જાળમાં સૌ કો ફસાયેલ છે તે માયા દેવીનો એવો તો મોહ

છે કે ફસાયલ મનુષ્યો આ મારૂં આ ફલાણી વસ્તુ મારી હતી ને તે અમુક માણસ કેમ લઈ શકે. પણ તે વસ્તુજ સાર વિનાની છે જે આ જગતમાં રહેલો મનુષ્ય સમજી શકતો નથી. કારણ કે જેનું નામ કહ્યું તેનો કાળાન્તરે નાશ થવાનોજ છે. બહુ વિચાર કરતાં અને જ્ઞાન દૃષ્ટિથી નિહાળતા આખો સંસાર સાર વિનાનો છે તો પછી તેનો મોહ શાનો. જો કે અસાર વસ્તુ દુરથી વહાલી બહુ લાગે છે જેમ કે સમુદ્રનું જળ દુરથી ઘણું સારૂં લાગશે પણ તેથી કાંઈ તૃષાતુર મનુષ્યોની તૃષા શાન્ત થતી નથી. કારણ તેનો સ્વભાવજ ખારો છે તેવીજ રીતે મોહ રૂપી ચશ્માથી મનુષ્યોને આ દુનિયામાં રહેલા પોતાના પુત્ર, સ્ત્રી સગા સહોદર દરેકની ઉપર મોહ હોય છે પણ એકંદરે તો તે ઉપાધીરૂપ છે. એટલુંજ નહિં પણ છેવટે તેની અંદર કંઇપણ સાર રહેલો નથી. માત્ર મોહ અને અભિમાન રૂપી સંસાર સાગરમાં રહેલાં મગરમચ્છો પોતાનું મુખફાડીને બેઠાં છે. અને તેના આકર્ષણથી સંસાર માંહેલો જીવ તેમાં અવશ્ય સપડાય છે પણ તે સાગરની મહીં ભક્તિરૂપી નૌકા અને સત્સંગરૂપી સુકાની જે મનુષ્યોને મળી જાય છે તે મનુષ્ય ખરેખર પોતાના મહાન પાતકોનો નાશ કરીને આ મહાન સંસારરૂપી સાગરને તરી પહેલે કીનારે જાય છે એટલે કે તે મનુષ્ય પોતે મોક્ષ મેળવી શકે છે. સત્સંગના ફળ વીશે શાસ્ત્રોમાં કહ્યું છે કેઃ—

**अघौघं माचिनं विघटयाति युज्यं प्रथयाति ।**
**प्रसूते सद्बुद्धिं नवनवकलां पल्लवयाति ॥**

**हरत्य ज्ञानान्ध्यंदिशति परमानन्द पदवासतां ।**
**सद्यः कल्प द्रुम इ वन किंकिंवितनुते ॥**

સત્પુરૂષોનો સંગ કલ્પવૃક્ષ સમાન છે તે શું શું કરતો નથી ? તે પાપના પુરાણા પુંજનો નાશ કરે છે સદ્દબુદ્ધિ આપે છે નવી નવી કલીઓને વિસ્તારે છે અજ્ઞાનરૂપી અંધારાને દુર કરે છે. અને પરમાનંદની પદવી આપે છે.

**અજ્ઞાનિઓ અંધવિચાર મહિં**
**ધર્યું નામ તે આખર નાશજ થાશે,**
**આ પુતળું છે પંચભુતતણું**
**એ નિજ સ્થાનમહિં મળી જાશે.**
**સત્સગ કરો શુદ્ધ સાધુ તણો**
**જીવ એજ થકી અજ્ઞાન બળાશે**
**પુન્યને પાપનો નાશ થતા પછી**
**લક્ષ ચોર્યાશીના બંધ ટળાશે.**

ઓ અજ્ઞાનથી અંધ થયેલા મનુષ્યો ! કંઇ વિચાર કરો અણમુલ્ય મળેલું શરીર તે એક દિવસ નિશ્ચય નાશ થઇ જશે કારણ કે તેની અંદર રહેલાં પંચભુતો કે જે અગ્નિ, જળ, વાયુ, આકાશ અને પૃથ્વી તે પાંચ તત્વોનું બંધાયેલ છે. તે તું નથી માટે તે તારૂ નથી. તે તો સૌ સૌને સ્થાનક વીશે મળી જતા તારૂં જે શરીર છે તે એકાએક નિરજીવ થઇને પૃથ્વિ ઉપર પડી જશે. વળી જીવ છે તે તો અનાદી છે. અર તે તો પરમાત્માનો અંશ છે. પણ દેહમાં વસીને

પ્રકૃતિરૂપી અવિદ્યાથી તે ઘેરાયલ છે તે પણ તારા દેહથી તો જુદોજ છે. માટે જરા જ્ઞાનદૃષ્ટિથી તપાસ કરીશ તો માત્ર તારૂં કંઈજ નથી. તારૂ એટલુંજ છે કે આ શરિરથી જે કંઈ શુભ વા અશુભ કર્તવ્ય કરીશ તોજ તારાં છે. માટેજ કહું છું કે માન કંઈ પણ આ મનુષ્ય જન્મનું સાર્થક કરી લે ભાઈ આ અવસર ફરફરી નહિં મળે તો શાસ્ત્રપુરાણ અને વિદ્વાનોના સત્સંગમાં આવ અને તારા આત્માને તું પોતેજ ઓળખ. જ્ઞાની, ગુરૂ અને તે સત્સંગવિના તું પોતે પોતાને પણ નહિં ઓળખી શકે. માટે સત્સંગ કરી સદ્દગુરૂના ઉપદેશ પર દૃઢ શ્રદ્ધા રાખીશ તો તારા મનના દરેક સંકલ્પવિકલ્પનો નાશ થશે. અને પરિણામે તને પરમપદ મળશે. ગુરૂ વાકયોમાં પ્રીતી કેમ થાય તે વીશે શાસ્ત્રમાં કહેલું છે કેઃ—

**शास्त्रस्य गुरुवाक्यस्य सत्यद्बुय वधा रवम् ।**
**सा श्रध्या कथिता सद्भर्यया वस्तूपलभ्यते ॥**

શાસ્ત્ર અને ગુરૂવાકય એ સત્ય છે એવો જે નિશ્ચય તેને બુદ્ધિમાનો શ્રદ્ધા કહે છે અને શ્રદ્ધાથીજ આત્મ વસ્તુની પ્રાપ્તિ થાય છે.

જન્મભરી માનવ જગમાં સુકૃત હાથે કરી લેજો,
ચિન્તવ્યા આવશે કાળદુત એ ઝપટ કરી પકડી લેશે.
કરવું કાલે તે આજ કરો નિશ્ચય આજે હમણાજ કરો,
પછી ના પસ્તાવું પડે પ્રાણી સદ્બોધ કરી નવ વિસરજે.

હે મનુષ્ય, આવો બહુમુલી દેહ પરમાત્માયે અર્પણ કર્યો છે માટે માનવ જન્મ ધારણ કરી તારે હસ્તે કંઇ પણ

સારૂં કર્મ કર. જો પરમાત્માએ લક્ષ્મી આપી હોય તો તેથી કરીને ગરીબ અને નિરાધાર પ્રાણીઓના દુઃખ નાશ કરજે. તારા દેશનો કંઇ પણ ઉદય થાય તેમાં તારા પૈસાનો વ્યય કરજે. વળી કદી તું વિદ્વાન બને તો તે વિદ્યાનું દાન કોઇ પણને દેજે. અર્થાન્ત વિદ્યા ભણાવજે. કયાંઇ પણ અનાથાશ્રમો, ધર્મશાળાઓ, સદાવૃતો અન્નક્ષેત્રો બંધાવી તેની અંદર ગરીબોને અન્નદાન આપજે. અરે ભાઇ તેમાં તારા પૈસાનો ખર્ચ કરીને નિરાધારોને અન્ન, વસ્ત્રો આપીને સંતોષજે. કારણ કે એજ તારૂં છે. બાકી તો મરી ગયા પછી તારા લક્ષ્મી ભંડારમાંથી તારી સાથે કોડી પણ આવશે નહિં જે કંઇ સારૂં કર્મ કરવું હોય તેને બહુ વાર લગાડીશ નહિં તુર્તજ કરી લેજે. કારણ કાળના દુત કયારે પ્રાણીને પકડી લેશે તેનો ભરોંસો નથી અથવા તે કઈં આપણને સંદેશો મોકલાવતા નથી કે જેથી આપણે ચેતી જઇયે. માટેજ વારંવાર કહું છું કે જે સારૂં કામ કાલે કરવું હોય તે આજેજ કરી લે. અને આજે સુકર્તવ્ય કરવું હોય તે હમણાજ કર. કારણ કે કાળપાશમાં સપડાયા પછી તારાથી કંઇ પણ બની શકશે નહીં અને પછી પસ્તાવો કરીશ તે પણ નિર્થક છે. તેનું તેડું પલઘડી પણ પાછું હઠશે નહિં. એ તો તુર્તજ લઇ જશે.

હું અને મહારૂં એ ત્યાગ કરો એ ત્યાગ કર્યે સઉ કષ્ટ જશે,
નીગ્રહ કરો પંચ ઇંદ્રિયનું વિષયો દુર એજ થકીજ થશે.
પછી દુર થતાં વિષયોજ સઉ સંકલ્પ-વિકલ્પ એ નિત્ય મટે,
સંકલ્પ-વિકલ્પ રહિત પછી જીવ લક્ષ ચોર્યાશી ન ચોની ફરસે.

હે પ્રાણી આ દુનીયામાં જે કંઇ હું છું. અને આ મ્હારૂં છે એજ મનુષ્યોને દુખ ઉત્પન કરનારૂં છે. યાને દિન પ્રતિદિન એવી વૃત્તિ જલદી નાશ પામે તેવો ઉપાય કરવો. પંચ-ઇંદ્રિયનું સુખ તે અલ્પ છે. માટે તેનો નિગ્રહ કરવો એટલે ઇંદ્રિયોને વશ કરવી. પણ તેને વશ આપણે થવું નહિં. જો તેને વશ કરશો તો તુર્તજ દુખ દેનારા વિશયો આપોઆપ નાશ થઇ જશે. એ વિષયોથી મુકત થતાંજ મનુષ્યોના સંકલ્પ-વિકલ્પ પણ દહન થઈ જાય છે અને જ્યારે તે નાશ થાય એટલે તુર્તજ પ્રાણીને જન્મ મરણનું મહાન કષ્ટ પણ લય થાય છે. એટલે કે જીવની મુકિત થઈ જાય છે પણ તે પંચઇંદ્રિયોને વશ રાખવી તે બહુજ મુશ્કેલ છે તે તો ખરા સાધુપુરૂષોનો સંગ થાય તેમજ શાસ્ત્રો, પુરાણોનું એકાગ્રહથી વાંચન કરી સમજી અને તેનું મનન કરે અને પછી પોતે અમલમાં લે એટલે તે પ્રમાણે વર્તન કરે તોજ ઇંદ્રિયો વશ થાય છે. અને તે વશ થઇ એટલે સર્વશાન્તિ દુર નથીજ. પણ તે વશ ન થાય ત્યાં સુધી તો મન ભટકયાંજ કરે છે. કારણ કે તે પોતાને વશ નથી. તે વીશે ગીતાજીમાં શ્રીકૃષ્ણચંદ્ર અરજુનજીને કહે છે કેઃ—

इंद्रियाणां हि चरतां यन्मनोऽनु विद्ययते ।
तद्रस्य हरातिप्रज्ञां वायु नविमिवांमासि ॥
नस्माद्यस्य महावाहो निग्रहहि तानि सर्वशः ।
इंद्रियाणींद्रियार्थेभ्य स्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥

સાંખ્ય-યોગ અ. ૨. શ્લોક–૬૭-૬૮.

પરવશ થયેલું મન પોતાની ઇચ્છાનુસાર વિષય તરફ ભટકનારી ઇંદ્રિયોમાંની કોઇ એક પણ ઇંદ્રિયની સાથે રહીને વિષય તરફ જાય છે તો તે એક ઇંદ્રિય પણ વાયુ જેમ ગાફલ રહેનારા ખારવાના વહાણને સમુદ્રમાં ચો તરફ ભમાવે છે તેમ મનુષ્યની બુદ્ધિને વિક્ષેપવાળી કરીને ભમાવે છે ત્યારે વિષયાધિન બધિ ઇંદ્રિઓ બુદ્ધિને વિક્ષિપ્ત કરીને ભમાવે તેમાં તો શુંજ કહેવું.

**મન મોહ થકી વંછિત થઇ નિજ દેહ તણું અભિમાન હરો,**
**સઉ શાસ્ત્રપુરાણ સુબોધ લઇ નિજ આત્મતણું પીછાણ કરો.**
**આરંભ કરો ફળ આશ વિના સઉ કર્મ પ્રભુ શરણેજ ધરો,**
**ફળ કર્મતણું સઉનાશ થતા પદ ઉત્તમ ઇશનું આપ વરો.**

ઓ મન તું મોહની અંદર સપડાઇશ નહિં તેનાથી તું સદાના માટે નિર્લેપ રહેજે જો તને તેનો પાશ નહિં લાગે તો તારા દેહનું જે અહંપણું છે તે સર્વ નાશ થઈ જશે. અરે મનુશ્ય ! શાસ્ત્ર પુરાણોમાંથી સાર લઇને પોતે પોતાના આત્માને ઓળખો. કારણ કે નિજ આત્માની પીછાણ થયા પછી તમને કોઈપણ વસ્તુપર મોહ નહિં જ થશે. આ જગની અંદર જે કઇ શુભ કર્મ કરો તેના ફળની આશાના અંકુરો પણ તમારા મનને વીશે પ્રવેશ થવા દેતા નહિં પણ તે કર્મ પ્રભુ પ્રીત્યર્થેજ કરજો જેથી કરીને કર્મ કર્યા છતાં તમે કર્મત્યાગી કહેવાશો. સારાંશ કે તમારા સર્વ કર્મ નાશ થઇ જશે એટલે પછી તમે દુનીયામાં આજ દેહે મુક્તિ મેળવશો. વળી જેણે આત્માને ઓળખ્યો છે તે મનુશ્ય

સદાને માટે નિર્ભય છે. આત્માને કંઈ પણ સુખ અથવા દુઃખ છેજ નહિ.

**નહિ શસ્ત્ર થકી છેદાય કદી એ આત્મ અનાદી કાળ તણો,**
**વળી દગ્ધ કરી ન શકે અગ્નિ એ આત્મ અખંડીત દશા ગણો.**
**નહિં વારી થકીએ ભીંજાય કદી નવ વાયુ કદાપી હુલાવી શકે,**
**સઉ પંથે પડી જતા પંચભુતો પછી આત્મપરમાત્મજ એક થશે.**

આત્મા કોઇ પણ હથીઆરોથી કાપી શકાતો નથી તેમ અગ્નિ વતી તે બળતો પણ નથી. જળથી તે પલળતો નથી વળી મહાન વાયુ પણ તેને જરાપણ ડોલાવી શકતો નથી એ તો અખંડીત અજર–અમર–નિર્લેપ અને અનાદિ છે. માત્ર પંચભુતો પોતાને રસ્તે જતા રહે છે અને આત્મા તો પરમાત્માની સાથે મળી જાય છે.

**સત્સંગ કરો સત્સંગ કરો સત્સંગ થકી અજ્ઞાનં ટળે,**
**ટળશે અજ્ઞાન આ દેહ તણું પછી જ્ઞાન દીપકની જ્યોતી જળે.**
**એ જ્યોતી થકી અંધકાર મટે તુજ દેહમહીં અહંભાવ તણું,**
**બન્ધન તુટે પછી માયાતણું જીવમોક્ષનું દ્વારજ એહ ગણ્યું.**

આ જગતમાં રહેલા દરેક મનુશ્યોએ મહાત્મા પુરૂષોનો સત્સંગ કરવાની જરૂર છે. તેના સહવાસથી ઝડ અને અજ્ઞાની માણસો પણ જ્ઞાની થઇ શકે છે. જ્ઞાનરૂપી દીપક હૃદયમાં પ્રગટ થયા પછી મનુશ્ય હું અને મારૂં આપોઆપ તજી દે છે. કારણ કે તેના હૃદયમાંથી અજ્ઞાનરૂપી અંધકાર નાશ થઇ જાય છે. એ નાશ થતા સર્વત્ર માયાના આવરણોની બેડી

તુટી જાય છે અને તેનાથી છુટેલો મનુશ્ય ખરેખર મોક્ષગામી થાય છે પણ આ બધું સાધુ પુરૂષ અને અનુભવિ મહાત્માઓના સંગથીજ થાય છે તે વીશે એક વિદ્વાન કહે છે કેઃ—

उत्तिष्टत जाग्रत प्राप्यवरान्निबोधत क्षीरस्य धारा निशिता
दुरत्यया दुर्गम्य व्यपस्तत्कवयो वदन्ति ॥

અજ્ઞાનરૂપી નિંદ્રામાંથી ઉઠીને આત્મજ્ઞાનના અભિમુખ થાવ અને મહાત્માઓ પાસે જઇને આત્મ સ્વરૂપને જાણો કારણ કે તિક્ષણ દુર્ગમ અને દુરત્યય એવી છરીની ધાર જેવો જ્ઞાનમાર્ગ પણ તિક્ષણ દુર્ગમ અને દુરત્યય છે એમ સર્વજ્ઞ મુનીઓ કહે છેઃ—

ઉત્પન્ન થયું જગ સંગ થકી બળવાન એ સંગનુ જાણ સહી,
સુક્ષ્મ દ્રષ્ટિથી વિચાર કરો નવસંગ વિના કંઈ વસ્તુ થઈ.
લોહને પારશ સંગ થતાં એ લોહ છતા પણ હેમ થશે.
સદ્ગુરૂ એ પારશ રૂપ મળે અજ્ઞાનિ સદા ભવ પાર જશે.

આ સંસારની ઉત્પતીજ એકબીજાના સંગથીજ થઇ છે સમજો કે પુરૂષ અને પ્રકૃતિના સંગથી આ સૃષ્ટિ થઇ છે બહુજ સુક્ષમ અને જીણામાં જીણી નજરથી તપાસ કરતાં અવશ્ય ખબર પડશે કે સંગ વિના એકે વસ્તુની ઉત્પનાવસ્થા નથીજ માટેજ વિદ્વાનોએ અને શાસ્ત્રકારોએ સંગને બળવાન કહેલો છે સંગથી સજ્જન પણ દુર્જન થાય છે અને સંગે કરીને મહાપાપી મુઢ અજડ–અજ્ઞાની છતાં મહાત્માપણું સાધી શકાય છે. દ્રષ્ટાન્ત તરીકે લોઢાને પારસમણીનો સ્પર્શ થવાથી

લોહુપણાને સ્વભાવ મટી જાય છે અને સુવર્ણ થઇ જાય છે. પારસનો કુદરતી ગુણુજ એવો છે કે પોતાના સંગમાં આવનાર વસ્તુને પણ પોતાના જેવીજ કરી દીયે છે. તેજ પ્રમાણે સદ્‌ગુરૂરૂપી પારસ લોહુ સરીખા ક્રુર અને કઠોર સ્વભાવના અજ્ઞાની પુરૂષોને સ્પર્શ કરશે એટલે કે અજ્ઞાનિ મનુષ્ય સારા મહાત્માને ગુરૂ ધારી તેની સેવા કરી તેને સંતોષી અને ઉપદેશનું પાન કરશે તો અવશ્ય તે મહાજ્ઞાની થઈ પરીણુમે આ ભવને પહેલે કીનારે જાય છે અથવા તો પરમ પદારૂઢ થાય છે. સાધ્ય પુરૂષનો સમાગમ શું ફળ આપે છે તે વીશે એક વિદ્વાન કહે છે કેઃ—

**गंगापापं शशीतापं दैन्यं कल्पतरुस्तदा ।**
**पापं तापं च दैन्यं च हरेत्साधु समागमः ॥ १ ॥**

ગંગા સ્નાન કરવાથી પાપ જાય છે. ચંદ્રમા તાપનુ હરણુ કરે છે ને દિનતા (દરિદ્રીયાદિ) ને કલ્પવૃક્ષ દુર કરે પણ સાધુ પુરૂષનો સમાગમ તો એકે ફેરે એ ત્રણે (પાપ-તાપ ને દૈન્ય) ને હરણુ કરે છે.

**છોડ અરે મમતા જીવતું મમતા નવ કોઈની પુરી થઈ,**
**એ આશને જાણુ ભીખારણુતું બહુ ભોગ કર્યે એ અધુરી રહી.**
**આશનો નાશ કરે જન જે ઉપાધી સદા દુર તેની થઇ,**
**પીછાણુ થતા નિજ આત્મતણી જીવ નાવેફરી એ જન્મસહી.**

ઓ અજ્ઞાની જીવ ! તારી સકળ મમતાને તજી દે. એ મમતારુપી સ્ત્રી બહુજ ભીખારણ છે. તે એટલે સુધી

કે તું તેને જેમ જેમ તૃપ્ત કરવા મથીશ તેમ તેમ તો તેની ક્ષુધા વધારે ને વધારે પ્રદીપ્ત થશે, કેમકે કોઇપણ મનુષ્યોની આશા આ સંસારમાં પરીપુર્ણ થઇ તેમ સાંભળેલ નથીજ. તેના ઉપર વધારે મોહ બાંધશે તેમ તેમ તે વધારે ને વધારે કષ્ટ આપશે. અરે! એકંદરે તે આશા આપણને પણ ભક્ષ કરી જશે. માટે તે આશારૂપી ઉપાધીનો સદાને માટે ત્યાગ કરી સંતોષ રાખી પોતાના આત્માની ઓલખાણ કરવા માટે કોઇ શાસ્ત્રવેત્તા વિદ્વાન અને અનુભવિ મનુષ્યનો સંગ કરો. જેથી તે આશા તમારા હૃદયમાંથી સદા નિર્મુળ થઈ જશે, અને આશા નષ્ટ થઈ કે મનુષ્યના હૃદયમાં શાન્તિનો પ્રવેશ થવાનોજ. માટે એ આશારૂપી ભીક્ષુકાનો સદાને માટે ત્યાગ કરો. વળી એ આશા નારીને સંબોધીને એક વિદ્વાને એક સ્થળે કહ્યું છે કેઃ—

आशैव राक्षसीपुंसा माशैव विषय वल्लरी ।
आशैव जीर्णमंदिराधिगाशा सर्वदोशभूः ॥

આશા એ મનુષ્ય માત્રને રાક્ષસી, વિશયની વેલી તથા જીર્ણ મંદિર સમાન છે. માટે સર્વ દોષોની ભુમીરુપી એ આશાને ધિક્કાર હો.

છે જળ થળમાં વન જંગલમાં એ ઇશ નિરંતર વ્યાપી રહે,
આ દેહ મહીં ઘટોઘટમાં એ આદિ અનાદિ અખંડ વહે.
નવ ખાલી અરે દીનબંધુ વિના કીડી કુંજર સઉ પ્રાણીમહીં,
જણાય અરે સૌ જ્ઞાન થકી એ કુંચી સદા સત્સંગે રહી.

ઓ માનવ! કંઇપણ પાતકનું કામ કરતાં પહેલાં પ્રભુનો ડર રાખજે. તું એમ સમજીશ નહીં કે ગુપ્ત સ્થાનમાં પરમેશ્વર ક્યાં જુએ છે! પણ ઓ અજ્ઞાની તે તો જળ, સ્થળ, વન, જંગલમાં પણ વસી રહયો છે. અરે એ પ્રભુ તો સર્વવ્યાપક છે. તેના વિના અણુમાં પણ અણું જગ્યા ખાલી નથી. મનુષ્યોના ઘટોઘટમાં શ્વાસોશ્વાસમાં તે આત્મા રૂપે બીરાજી રહયો છે–આદી છે, અનાદી છે, મહાન કુંજરથી તે કીડી સુધી દરેક દેહમાં પણ એજ ઇશ વસે છે, માત્ર અજ્ઞાની અંધ મનુષ્યને તે જણાતો નથી. મહાત્મા પુરૂષોના સત્સંગના પરિણામે તેને ઓળખવાનું જ્ઞાન થાય છે, અને તે જ્ઞાન થયા પછી આપોઆપ હૃદયનું અજ્ઞાનરૂપી તાળું ખુલી જાય છે. અને પરમાત્માનું ખરૂં સ્વરૂપ તથા અસ્તીત્વપણું સમજાય છે. શાસ્ત્રોમાં પણ કહેલ છે કે:–

जलेविष्णु स्थलेविष्णु विष्णु परवत मस्तके ।
ज्वालामाला कुले विष्णु विष्णुमयं सर्व जगत् ॥

**નહીં સાથ કુટુંબને નારી થશે નહીં સાથ માતપિતા વળી જાયા**
**નહીં સાથ થશે લક્ષ્મી ભંડાર અરે નીજ હસ્ત થકી જે કમાયા.**
**સાથે નવ આવશે રાજ વળી વિધ વિધ તણા વૈભવ નહીં આવે**
**નિજ આત્મતણા શુદ્ધ જ્ઞાન થકી પ્રાણી ઉત્તમ મુક્તીપદ જાવે.**

ઓ કાળા માથાના માનવી! તારૂં આ દુનિયામાં કોઇ નથી. જ્યાં સુધી શ્વાસોશ્વાસ ચાલે છે ત્યાં સુધીજ તારા માતા, પિતા, પુત્રો, ભગિની, સ્ત્રી વગેરે સર્વ કુટુંબ તારૂં છે, પણ પ્રાણ ગયા પછી તારી સંગે કોઇપણ ચાલશે નહીં.

તારા હાથે જે કાંઈ શુભ કર્મો અથવા ખરાબ કર્મ કરીશ તેજ તારૂં છે. રાજસંપતી અને મહાન સાયબી પણ તારી સાથે આવી શકશે નહીં તે નિશ્ચય ધારી લેજે. મનુષ્ય માત્રને પોતાના આત્મસ્વરૂપને ઓળખવાની ખાસ જરૂર છે. જો શુધ્ધ આત્મજ્ઞાન થશે તોજ તુર્ત જગતની ઉપાધીનો નાશ થશે, અને તે નાશ થયા પછી મનુષ્ય મુકતીપદને પામશે. માટે ઓ માનવ! દિનપ્રતિદિન મહાત્મા પુરૂષોના સમાગમમાં આવ. તેના સંગથીજ તારા આત્માને તું ખરેખર ઓળખી શકીશ. જ્ઞાન સંપાદન કરી આત્માને ઓળખવાની તને જો હરનીશ ઉત્કંઠા રહેશે તો જ્ઞાન થતાંજ અવશ્ય બ્રહ્મપણું પ્રાપ્ત થશે એક સ્થળે કહેલું છે કે:—

**मतिवितो नरोयाति सद्भावंहयेकनिष्टया ।**

**कीटको भ्रमरीं ध्यायन् भ्रमरत्वाय कल्पते ॥**

ભમરીનું ધ્યાન ધરતો કીટ ભમરીપણાને પામે છે. તેમ એક નિષ્ટાથી બ્રહ્મનું ધ્યાન ધરવામાં મચેલો મનુષ્ય બ્રહ્મપણું મેળવે છે.

મરશે મરશે મરશેજ નકી નહીં કાળ કોઇ છોડેજ અરે,
મળશે મળશે મળશે બદલો જીવ જે કંઇ કર્મ અહીંજ કરે.
માટે સુકૃત કર હસ્ત થકી દુષ્કૃત નવ કર તું કાંઈ અણું,
હીસાબ થશે પરલોક મહીં નહીં રાજ્ય એ પોપાબાઇ તણું.

અજ્ઞાનરૂપી અંધકારથી સત્ય પંથ ભુલનાર માનવ! એક સમયે આ દેહનો નિશ્ચે નાશ થશેજ. તું એમ ના

સમજીશ કે મારો નાશ થશેજ નહી, જ્યારે તારો કાળ તારી નીકટમાં આવશે તે સમયે તેં પૂર્વે કરેલાં કૃત્યોનો બદલો જરૂર મળશે. જો સારા કર્મો કર્યાં હશે તો તેનો બદલો સારો પણ તારા હસ્તથી માત્ર કુકર્મોજ થયેલાં હશે તો તે પણ તારે ભોગવ્યા વિના છુટકોજ નથી. માટેજ ફરીફરીને કહેવું પડે છે કે, જેમ બને તેમ સત્કર્મ કરવામાં લક્ષ રાખજે અને તેથી કરી તું મહાન દુઃખથી રહીત થઇશ. તું અહીં અમલદાર હોઇશ, અથવા મહાન રાજા હોઈશ; અને તારા હાથથી કરેલાં પાપ-દુનિયાની નજરે છુપાવી શકીશ પરંતુ, તારા શરીરને તો તે ભોગવ્યા વિના છુટકોજ નથી.

કદાચ જગતની જાહેરાતમાં તારાં દુષ્કર્મો છુપાવી શકીશ પણ જ્યારે પરલોક યાત્રામાં જવું થશે ત્યારે તે પાપો તને જરૂર કષ્ટ આપશે. કારણ કે તું સર્વને ન્યાય આપનાર-અરે રક્ષણ કરનાર થઇને ભક્ષક બન્યો, ન્યાયને કલંક લગાડનાર થયો એટલે તેની શિક્ષા તારે જરૂર વધારે ખમવી પડશે. ત્યાં તારો અમલ બીલકુલ નહીં ચાલે, ત્યાં તો રાજાના રાજા પરમાત્માનો દરબાર છે, અને ન્યાયાસને સાક્ષાત ધર્મરાજા બીરાજે છે, એટલે કોઇની શીફારશ ચાલશે નહીં, જ્યાં રાય અને રંક બન્ને સમાન છે. ત્યાં તારાં પાપ અને પૂણ્યનો હિસાબ થશે, માટેજ કહેવું પડે છે કે સવેળા ચેત, અને કંઇ સુકૃત કર કે જેથી કરી તારે યમદંડની કઠીન શિક્ષા સહન કરવાનો સમય ન આવે.

**ચેત ચેત તું ચેત જીવ હરી ભક્તિ કરી સુખ સાધ્ય ખરૂં**
**છે વિકટ પંથ ભવસિન્ધુ તણો પ્રભુ ભક્તિ વિના નવ કોઈ તર્યું**
**સત્સંગ થકી અજ્ઞાન મટે પછી જ્ઞાન થતાં સહુ કષ્ટ ટળ્યું**
**ક્ષય થાય પુન્ય ને પાપ તણો પછી સ્હેજે મોક્ષનું દ્વાર મળ્યું**

માટે હે અભાગી માનવ ચેત! કાંઇક વિચાર કર. આ સંસાર રૂપી સિન્ધુનો માર્ગ બહુજ દોયલો છે. એ માર્ગની અંદર પ્રભુને એકાગ્ર ચિત્તે તન, મન, વાચાએ કરી ભજનાર મનુષ્ય સુખેથી તરી શકે છે, પણ મહાપાપી, મુન્ઢમતી, દમ્ભી અને પારકાને પીડા કરનારાઓને તો તેના માઠાં ફળ ભોગવ્યા વિના છુટકો નથી. માટેજ કહું છું કે, આ હીત શબ્દો હૃદયમાં રાખી મહાત્માઓનો સંગ કર અને તેમની સેવા કર, કે જેથી તને જ્ઞાનામૃત મળે અને તે જ્ઞાન મળ્યા પછી તારૂં અભિમાનરુપી અજ્ઞાન દુર થશે, અને તારાં કર્મો પણ નાશ થશે. કર્મો નાશ થતાંજ તને પરમપદ પ્રાપ્ત થશે; કારણ કે પ્રભુભક્તિ કરનાર સર્વથી શ્રેષ્ઠ છે તે વિષે એક વિદ્વાને કહ્યું છે કેઃ—

**आराधितो यदि हरि स्तपसा ततः किम् ।**
**नाराधितं यदि हरि स्तपसा ततः किम् ॥**
**अन्तर्बहिर्यदि हरि स्तपसा ततः किम् ।**
**नान्तर्बहिर्यदि हरि स्तपसा ततः किम् ॥ १ ॥**

જો હરિને આરાધેલા હોય પછી તપનું શું કામ છે. જો હરિ આરાધ્યા નજ હોય તો પછી તપનું શું કામ છે. અંતરમાં અને બહાર જો હરિજ છે તો પછી તપથી શું

વિશેષ છે, અને અંતરમાં કે બહાર ક્યાંઇ હરિ નથી તો પછી તપથી શું થવાનું છે ?

સૌ દેહ મહીં ચૈતન્ય ખરૂં આ જગત ઉપર એ રાજ્ય કરે
છે ઇશ તણો પણ ઇશ વળી એ વીણ કદી નવ પત્ર ખરે
ઉદ્ધારક એ સંહારક એ સૌ કર્મ તણો સંચાલક એ
છે સકળ કળા એ ઈશતણી સૌ ભવ તણા રખવાળક એ

તમામ દેહની અંદર ખરૂં ચૈતન્ય પણ તે પરમાત્માજ છે વળી આ સકળ સૃષ્ટી અને ચૌદ બ્રહ્માંડના રાજ્યકર્તા પણ એજ છે. ઇશિનો ઇશ પણ એજ છે. એ પ્રભુની મરજી સિવાય એક પત્ર પણ ખરી શકતું નથી ઉત્પન્ન તથા સંહાર કરનાર પણ એજ વિભુ છે અને સર્વનો સંચાલક પણ એજ છે. સૌનું રક્ષણ કરનાર પણ એજ ઇશ્વર છે. માટે ઓ જંજાળી જીવ એ દયાળુ દેવને કદાપી વીસરીશ નહીં. તેની દયા આપણા ઉપર પારાવાર છે તેના ઉપકારો ઘણા છે. એજ ઇશ પરિબ્રહ્મ નિરંજન નિરાકાર આદિ અખંડાનંદ વિશ્નુને કદિ ભુલીશ નહિ અર્થાત તેનું સ્મરણ, મનન, ધ્યાન કરી ભકિત કરતો રહેજે. શ્રુતિ પણ કહે છે કેઃ—

**सर्वो अयमात्मा सर्वस्य वशी सर्वस्थे शानः ।**
**सर्वास्याधिपातिः सर्वमिदं प्रशस्ति ॥**

તે આત્મા સર્વને વશ રાખનાર સર્વનો સ્વામી તથા સર્વનો અધીપતી છે, અને આ સર્વ જગત ઉપર રાજ્ય કરે છે.

**સ્મરણ કર તું જીવ સત્ય કહું એ કંસ અરિ ક્રમ્ભાધરનું,**
**એ કાળતણા પણ કાળ કરાળ સુકાની સદા ભવ સાગરનું.**
**છે શરણાગત તણા રખવાળ છે પાળક એ સચરાચરનું,**
**સદ્દગુરૂ તણા સદ્દબોધ થકી પદપ્રાપ્ત થશેજ હરિહરનું.**

ઓ અજ્ઞાની મનુષ્ય! તને ફરીપૂરીવાર કહું છું કે શ્રી હરિનું એક ચિતે ભજન કર. કારણ કે એ કાળનાકાળ અને આ ભવસાગરથી મનુષ્યોને તારનાર સુકાની છે તે પ્રભુની દયા વિના તારાથી સંસાર રૂપી મહા કઠીન સાગર તરાશે નહીં માટે કહું છું કે તેને શરણે જા. તેં મહાન પાપો કર્યાં હશે તોપણ તેના શરણની દૃઢતા રાખીશ તો તે દીન દયાળુ તારા સઘળા પાતકોની સામુ નહીં જુએ. અર્થાત તે તારા પાપોનો નાશ કરશે. તેતો દયાના સિન્ધુ છે, તેને શરણે જનાર જીવ કોઈ કાળે દુખી થતો નથી. એ જ્ઞાન તને અનુભવી અને જ્ઞાની મહાત્માના સંગથી થશે. અને એવા ગુરૂના પ્રતાપથી ગોવિંદ એવા પરમાત્માનું પરમપદ અવશ્ય મળશે. એક કવિ પણ કહે છે કેઃ—

ગુરૂ ગોવિંદ દોનું ખડે કીનકું લાગું પાય,
**બલીહારી** ગુરૂ દેવકી ગોવિંદ દિયા બતાય.

માટે તું સદ્દગુરૂને શરણે જા. તેનું શરણ સેવવાથી તને અશરણ શરણ એવા પ્રભુનું શરણ પ્રાપ્ત થશે, અને તે પ્રાપ્ત થયા પછી સંસારના મહાન પરિશ્રમો નાશ થશે તથા મોક્ષ મળશે. જગતગુરૂ શંકરાચાર્ય પણ કહે છે કેઃ—

**अयं स्वभावः स्वतएव यत्परश्रिमाय नोद श्रवलम् महात्मनाम्**
**सुधांशुरेवस्वय कर्मकर्कशलालितया भवति क्षिति किल ॥**

જેમ સૂર્યના પ્રખર કીરણોથી તપ્ત થયેલી પૃથ્વીને શાન્ત કરવી એ ચંદ્રનો સ્વભાવ છે. તેમ પારકાના (સંસાર સબંધી) પરિશ્રમોને મટાડવામાં ઉત્સુકતા રાખવી એ મહાત્માઓનો સ્વભાવ છે.

**કાળ રૂપી આ સમુદ્ર મહીં બહુ સૃષ્ટી રૂપી તરંગો થતા,**
**જડ બુદ્ધી વાદ મનુષ્ય અરે અજ્ઞાને કરી ન તરી શકતા;**
**બોધ લીધે સદ્ગુરૂ મુખે વળી શાસ્ત્ર પુરાણમાં છે દ્રઢતા,**
**સંકલ્પ વિકલ્પનો ત્યાગ કરે તે શાન્તિ રૂપી અમૃત પીતા.**

આ કાળરૂપી સાગરમાં અનેકવાર સૃષ્ટિની ઉત્પત્તી થઈ છે અને લય પણ થયો છે. માત્ર તેનો ક્રમજ અનાદિથી એવો ચાલ્યો આવે છે અને તે પ્રમાણેજ ચાલ્યા કરશે. જેમ દરિયાની અંદર હજારો પાણીના મોજાં ચડે છે અને પાછા નીચે બેસે છે, તે પ્રમાણે સૃષ્ટિની પણ ઉત્પત્તિ અને લય થાય છે. આવા સંસાર સમુદ્રને તરી જવું અર્થાત મુક્તિ મેળવવી બહુજ કઠીન છે. કારણ કે તેમાં પરમાત્માની પ્રકૃતિ રૂપી માયાનું મહાન આવરણ છે, અને તે આવરણની અંદર મહાન યોગીશ્વરો, ૠષિ મુનીયો પણ તે સાગર તરતાં કીનારે આવી ઇશ્વરી માયારૂપી જળના વમળથી ડુબી જાય છે. અને કરી કમાણી ધુળમાં મળી જાય છે. જડ બુદ્ધિના મનુષ્યો તો તે તરીજ શકતા નથી. તે તરવા વાસ્તે ખરા સદ્ગુરૂ પાસેથી જ્ઞાન મેળવી

ગુરૂની સેવા કરનાર અને સારાસારનો વિચાર કરનાર જેના હૃદયમાં મિથ્યા સંકલ્પ અને વિકલ્પોનો લય થયો હોય તેવા મનુષ્યો આ સંસારનીથી તરી શકે છે. મનુષ્યોએ ગુરૂ પાસે જ્ઞાન મેળવવા કેવી રીતે જવું તેમ તેનો કેવી રીતે વિનય કરવો તે વિષે શ્રીમદ્ ગુરૂવર્ય શ્રી શંકરાચાર્ય કહે છે કેઃ—

**स्वामिन्नमस्ते नतलोक बन्धो कारुण्य सिन्धो पतितं लवाब्धौ**
**मामुध्यरात्मीय कटाक्ष दृष्ट याऋज्व्यातिकारुण्यसुधा भिवृष्टया**

પંચરત્ન શ્લોક ૩૭.

હે સ્વામિન્ હે પ્રણામ કરનારા લોકના બંધુરૂપ, કરૂણાના સમુદ્રરૂપ, હું કે જે સંસાર સમુદ્રમાં પડયો છું તેને સરલ અને કરૂણારૂપ અમૃતને વરસાવનારી આપની કટાક્ષયુક્ત દૃષ્ટિ વડે ઉદ્ધાર કરો.

**दुर्वारसंसार दवाग्नितप्तं दोधूयमानं दुरदृष्टवातैः ।**
**भीतुं प्रपन्नं परिपाहिमृत्योः शरण्यं मन्दयदहंनजाने ॥**

પંચરત્ન શ્લોક ૩૮.

અટકાવી શકાય નહીં એવા સંસાર દાવાનળથી તપેલો, દુષ્ટ પ્રારબ્ધ રૂપી પવનો વડે કંપતો, બીધેલો અને શરણાગત એવો હું તેનું આ સંસારમાંથી રક્ષણ કરો. હું આપ શિવાય બીજા કોઇ રક્ષકને જાણતો નથી.

**कथंतरेयं भवसिन्धु मेतं काबागतिर्भेकतमोऽस्तुपायः ।**
**जानेन किञ्चित्कृपया वमां प्रमोसंसार दुःख क्षतिमातनुष्व ॥**

પંચરત્ન શ્લોક ૪૨.

હું સંસાર રૂપી સમુદ્રને શી રીતે તરૂં? મારી શી ગતી અને કયો સદ્દગતીનો ઉપાય છે, એ વિષે હું કશું જાણુતો નથી. હે પ્રભુ કૃપા કરીને મારૂં રક્ષણ કરો અને સંસારથી ઉત્પન્ન થતા દુઃખોનો નાશ કરો. ગુરૂ પાસે જઇ આ પ્રમાણે જ્ઞાન મેળવનાર મનુષ્ય અવશ્ય મુક્તિને પામે છે.

**પ્રારબ્ધ થકી આ જગત થયું પ્રારબ્ધ નથી તો કાંઈ નથી.**
**લાભ અલાભ પરાજય જય સુખ દુઃખ આદિ પ્રારબ્ધ થકી**
**કરો નહીં શોક કે હર્ષ કંઇ અણધાર્યું એ આવી સૌ મળતું**
**કરે જન કોટી ઉપાય છતાં પ્રારબ્ધ કદિપણ ના ટળતું.**

ઓ અજ્ઞાની નર! જરા વિચાર તો કર કે આ જગતમાત્ર પ્રારબ્ધના સંયોગ વડેજ ઉત્પન્ન થયું છે. જો પ્રારબ્ધ ન હોય તો સૃષ્ટિની ઉત્પત્તીજ ન હોય અને જ્યારે જગત ન હોય તો પછી બાકી શું હોય અર્થાત કાંઇ નહીં માટેજ કહું છું કે પ્રારબ્ધનેજ માન આપો. પુરૂષાર્થથી પ્રારબ્ધ ખુલે છે અર્થાત પુરૂર્ષાર્થ અને પ્રારબ્ધ સાથેજ રહે છે, છતાં પુરૂષાર્થ કર્યાથી પણ ઇચ્છીત વસ્તુ ન મળે તો તેનો શોક ન કરો. પોતાની ઇચ્છીત વસ્તુ મેળવવા ખાતર કોઇને દુઃખ ના દેશો કારણ કે છળ પ્રપંચ કરી કદાચ કોઇ વસ્તુ મેળવી લેશું પણ તે આપણા પ્રારબ્ધમાં નથી તો તે પ્રયત્ન અંતે નિરર્થક છે. જેથી પ્રારબ્ધને માન આપો જે થવાનું છે તે થયાજ કરશે અને જે થવાનું નથી તે કદાપી બનશે નહીં. તે વિષે એક વિદ્વાન કહે છે કેઃ—

**यद्‌भावि न तद्‌भावि भावि चेन्नतदन्यथा ।**
**इति चिंता विषघ्नोऽय मगदः किन्नपीयते ॥**

જે થવાનું છે તે મીથ્યા થનાર નથી અને નહીં થનાર તે કદી થનાર નથી, માટે ચિંતા રૂપી વિષને હરનારૂં શાન્તિ રૂપ ઔષધ કાં ન પીવું.

સત્સંગ કરોને મનુષ્ય તમે સદ્‌ગુરૂ તણો ઉપદેશ લહેજો,
જ્ઞાન થશે જીવ એજ થકી અપકૃત્ય સહુ એથીજ દહેજો;
ધર્મ ગૃહી વર્ણાશ્રમનો વળી શાસ્ત્ર પુરાણુંમાં ટેક ધરેજો,
એ જન તો સદ્‌ગુરૂ પ્રતાપથી આ ભવસિન્ધુને સ્હેજે તરેજો.

મનુષ્ય માત્રને આ સંસારમાં જન્મ લઇ સત્સંગ કરવાની ઘણીજ જરૂર છે. સત્સંગનો પ્રતાપ કંઇ જેવો તેવો નથી. જે સત્સંગના પ્રતાપથી મહાન અધમ અને અજ્ઞાની મનુષ્યો પણ જ્ઞાનની પ્રાપ્તી કરી શકયા છે. જેના હૃદય જ્ઞાનચક્ષુથી ખુલી ગયાં છે તે મનુષ્યોએ અજ્ઞાનાવસ્થામાં કરેલાં અપકૃત્યો પણ બળીને ભસ્મ થઇ જાય છે. આજ કાલ મનુષ્યો પોતાના વર્ણાશ્રમનો ધર્મ ત્યાગ કરીને બીજો ધર્મ ગ્રહણ કરવા જાય છે પણ તેથી તો તે મનુષ્યની અધોગતી થાય છે. માટે પોતાના વર્ણને છાજતો ધર્મ ગ્રહણ કરવો અને તેમાંજ શુદ્ધ આચાર થી રહી શાસ્ત્ર પુરાણાદિ જાણી તેમજ સદ્‌ગુરૂનો સંગ કરીને પોતાની ઓળખાણ પોતેજ કરવી અર્થાત આત્માના ખરા સ્વરૂપને ઓળખવું અનેક પુન્યનો ઉદય થાય ત્યારેજ આ ભુર્લોકમાં મહાદેવોને પણ દુર્લભ એવો મનુષ્ય અવતાર મળે છે, અને તેથી કરીને પદારૂઢપણ મેળવી શકાય છે, માટે ઓ અજ્ઞાની ધ્યાન રાખજે કે આ ના રૂપી મનુષ્ય દેહ સંસાર સાગર તરવા વાસ્તેજ આપણને મળેલ છે. તેને એળે નહીં

ગુમાવતાં મુક્તિ મેળવવા સારા મહાત્માઓનો સંગ કરી તેની પાસે સદ્‌શિક્ષા ગ્રહણ કરી સારા વિચાર ઉત્પન્ન કરી અને તે પ્રમાણે વર્તન કરજે. એથી અવશ્ય તું આ ભવસાગર તરી શકીશ. ધ્યાન રાખજે કે આ મનુષ્ય જન્મ એળે ન જાય, માટેજ કહું છું કે વિચાર કરજે કે હું કોણ છું કયાંથી મારૂં આવાગમન થયું છે, મારે શું કામ કરવાનું છે અને શું મેળ-વવાની જરૂર છે, આવા વિચારો હરનિશ કરીશ અને ખરી વસ્તુ કે જે કદાપી ચળીત થતી નથી તે પરમપદ મેળવવા મથીશ તો અવશ્ય તને તારા થકીજ જ્ઞાન થશે અને તે જ્ઞાને કરી આ કઠીનમાં કઠીન મહાન સંસાર સાગર સહેજથી તરી જવાશે. શાસ્ત્રોમાં પણ કહ્યું છે કેઃ—

महता पुण्य पण्ये न क्रितेयं कायनोस्तवया ।
पारंदुःखो दधेर्गतु तरया वन्नभिस्रते ॥
नोत्पद्यते विना ज्ञान विचारेण्यान्य साधनै ।
यथा पदार्थ ज्ञानंहि प्रकाशेन विना कचित् ॥

મહા પુણ્યરૂપી ધનના બદલામાં તેં કાયારૂપી નાવ દુઃખ રૂપી સંસાર સાગર માટે ખરીદયું છે. તે ભાંગી ન જાય ત્યાંસુધી તરીલે વિચાર વિના અન્ય કોઈ સાધનોથી જ્ઞાન ઉત્પન થતું નથી. પ્રકાશ વિના કદી પણ પદાર્થજ્ઞાન થતું નથી.

આશત્રુ આમીત્રુ એ ત્યાગ કરો, સમાનતા રાખ હૈયામાં અરે
ના ખેલ પ્રપંચમાં પ્રાણી કહું, એ પ્રપંચ થકી તું બંધાશે ખરે

**બંધન એજ તુનેજ ખરેખર, સત્ય વસ્તુ થકી દુર કરે**
**પ્રપંચ ઉપાધી એ છુટી જતાં, પછી બ્રહ્મ સ્વરૂપને સહેજે વરે**

આ જગતમાં સૌ પ્રાણી ઉપર સમાનતા દ્રષ્ટિથી નિહાળતાં શીખજો અને હૃદયમાં સર્વત્ર ઉપર પ્રેમ રાખજો, કારણ કે આ સંસારમાં વસી રહેલા સર્વ નાના મોટા પ્રાણીનું ઉત્પતિ સ્થાન એકજ છે. જ્ઞાન ચક્ષુથી જોશો તો કોઇ કોઈનું શત્રુ નથી પણ સર્વ એકજ છે. માત્ર દેહજ જુદા છે પણ દરેકના દેહમાં વસી રહેલો આત્મા એકજ છે એમ સમજી કોઈપણ મનુષ્ય સાથે પ્રપંચતાનું વર્તન કરશો નહિં. પ્રપચ, હુંપણુ, આ મારૂં છે. અમુક વસ્તુ ઉપર મારી સત્તા છે, આ સઘળી ખટપટ ને જંજાળ તે મનુષ્યને ઉપાધીમાં ફસાવનાર અને લક્ષ ચોર્યાશીમાં ભ્રમણ કરાવનાર છે. ખરી વસ્તુ જે બ્રહ્મ કહેવાય છે, અદ્વેત કહેવાય છે એવા નિરંજન નિરાકાર પરમાત્માના પદથી દુર રાખનાર છે. માટે ઓ અજ્ઞાની માનવ તે માયામાં કદાપી બંધાઇશ નહિં. તેમાં ન સપડાય તે માટે નિત્ય સાધુ પુરૂષોનો સત્સંગ કરજે જેથી કરીને તને ભ્રમણામાં નાખનાર માયાની સત્તા લેપ કરી શકશે નહી અને જ્યારે માયા બંધન નહિં કરી શકે ત્યારે આપો આપ તુંજ બ્રહ્મ છે એ નિશ્ચય જાણજે.

**સત્ય જ્ઞાન રૂપી વિત્ત મેળવ જીવ એ વિત્ત થકી દુખ દુર થશે**
**વૈરાગ્ય થશે તને એજ થકી વૈરાગ્યથી નીજ અશાન્તિ જશે**
**તુજ દેહ મહીં પછી શાન્તિ થતાં સંસારનું બંધન નાશ થશે**
**નષ્ટ થશે સંસારનું બંધન જીવ બ્રહ્માનંદ માંહી વસે.**

પુર્વના પુન્યોના પ્રભાવ થકી તને મનુશ્ય દેહ પ્રાપ્ત થયો છે માટે તું હરનિશ જ્ઞાનરૂપી સાચું વિત્ત એકઠું કરી લેજે કારણ કે એ નાણું દુઃખકારક નથી પણ સર્વત્ર કષ્ટ સંહારક છે. એ જ્ઞાનથીજ તને વૈરાગ્ય વૃતિ ઉત્પન થશે અને એ વૈરાગ્ય પદ મળ્યું તો પછી સંસારના સર્વ દુખો નાશ થઈ જવાનાજ. સંસારની માયાથી નિવૃત થયા પછી મનુશ્યને સદાને માટે શાન્તિનું પદ મળે છે. અશાન્તિ એજ સંસારનું બંધન અને એ બંધન છુટી ગયા પછી મુક્તિ એજ શાન્તિ, અને શાન્તિવાળો જીવ સદા બ્રહ્માનંદમાંજ લય થાય છે. પણ એ સઘળું વૈરાગ્ય અને આત્મનિષ્ઠાથી મળવાનું છે અને સાચું સુખ પણ તેમાંજ છે. એ વિષે જગદ્ગુરૂ શંકરાચાર્ય કહે છે કે:—

वैराग्यान्न परंसुखस्य जनकं पश्यामि वश्यात्मन ।
स्तश्चेच्छुतंरात्मबोधसहितं स्वाराज्य साम्राज्य धुक ॥
ए तद्वारंमजस्र मुक्ति युवतेर्यस्मात्वम स्मात्परं ।
सर्वत्रा स्पृहयासदात्मनि सदा प्रज्ञाकु श्रेयसे ॥

વશ, અંતઃકરણવાળાને, વૈરાગ્ય કરતાં સુખને ઉત્પન્ન કરનાર બીજું કાંઈપણ જોવામાં આવતું નથી પણ એ વૈરાગ્ય જો અત્યંત શુદ્ધ આત્માના બોધ સહીત હોય તો આત્માનંદ રૂપી ચક્રવર્તીપણાના સુખને આપે છે. સર્વદા મુક્તિરૂપી સ્રી મળવાનું દ્વાર એજ છે. એટલા માટે તું હવે પછી પરમ કલ્યાણને વાસ્તે અસ્પૃહાવાળો થઈ સર્વદા આત્મનિષ્ઠા રાખ.

**બ્રહ્મ કહે અદ્વૈત કહે, વૈરાટ સ્વરૂપે મને કો પીછાણે,**
**દ્વૈત અખીલ બ્રહ્માંડપતિ, કીરતાર વળી હરી કેશવ જાણે;**
**ઇશ કહે જુગદીશ કહે કો, આનંદ ને અદ્‌ભુત પ્રમાણે,**
**લેપ વળી નિર્લેપ છતાં, સચરાચર એ સૌ સ્થાનકે માણે.**

આ જગતમાં રહેનારા મનુષ્યો પ્રભુને જુદા જુદા સ્વરૂપે અને અવનવા નામથી જુએ છે કોઇ તો તેને બ્રહ્મ કહે છે તો કોઇ મુમુક્ષુ જીવો તેને વૈરાટ સ્વરૂપથી જાણે છે કોઇ અદ્વૈત કહે છે તો કોઇ દ્વૈત કહે છે. વળી કોઇ કીરતાર, હરી અને કોઈ મનુષ્યો તેને કેશવ પણ કહે છે. તે ઇશ પણ છે, જુગદીશ પણ છે, અદ્‌ભુત સર્વજ્ઞ પણ તેજ છે આનંદ અને પરમાનંદ એવા નામથી પણ તેજ ઓળખાય છે. લેપ છે, નિર્લેપ છે એટલે કે આ જગતથી તે ન્યારો છે તેમ વ્યાપક પણ છે. અર્થાત તે સર્વત્ર છે. આ નામો માત્ર ઉપાધિથીજ પ્રગટ થયાં છે માટે તે નામ પ્રમાણે અનેક નથી પણ અદ્વૈત છે એટલે કે પ્રભુ તો એકજ છે તે સ્વરૂપ જોવાનું અને સમજવાનું કઠીન છે. સંત સમાગમના પ્રતાપે કરીને જ્ઞાન થતાં આત્મા એજ આત્માને ઓળખે છે અને પીછાણ થયા પછી સર્વ બ્રહ્મમય થાય છે અને આવી વૃત્તિ થયા વિના જીવને શાન્તિ કદાપિ થતી નથી. સ્વરૂપનું જ્ઞાન એજ દુઃખ નીવૃત્તિ છે. કારણ કે તે પછી શરિર ઉપરથી મોહ ઉતરી જાય છે. જ્યારે શરિરનો મોહ નાશ થયો પછી દુઃખ તો કયાંથીજ સંભવે, દુઃખ તો દેહનેજ સહન કરવાના છે કંઈ અંદર રહેલા આત્માને નહિં. આત્મા એ તો ન્યારોજ છે માટે શરીરને ન ભજતાં ખરી

વસ્તુ અનાદિ, અખંડ, અવિચ્છિન, સર્વથી ભિન્ન એવા સ્વરૂપને ઓળખતાં શીખવું એજ બ્રહ્મપણું પ્રાપ્ત કર્યું કહેવાય છે. સ્વરૂપમાં લીન રહેનારાઓને કષ્ટ હોતાંજ નથી તે વિષે જગતગુરૂ શંકરાચાર્યજી કહે છે કેઃ—

**शवाकारं यावद्भजति मनुजस्ता वद् शुचः ।**
**परेभ्यः स्यात्क्लेशो जनन मरण व्याधि निलयः ॥**
**यदात्मानं शुद्धं कलयति शिवाकारायचलं ।**
**तदानेभ्यो मुक्तो भवति हितदाह श्रुति रपि ॥**

**વિચાર અજ્ઞાનિ ઓ અંધ જરી,**
**અભિમાન ના રાખતું દીલ મહીં,**
**અભિમાનથી આપનો નાશ થશે,**
**સંદેહ ના રાખીશ ઉર કહીં,**
**ધન માલ અને સુખ સાહ્યબી તે**
**એક દિન થનારી ફના એ ખરી.**
**ના આવશે સંગ અરે તલભાર,**
**ના ગઇ કો સાથ જવાની નહિ.**

હરકોઇ મનુષ્યનો નાશ કરનાર હોય તો માત્ર અભિમાનજ છે એથી કરીને ઘણા મનુષ્યોના રાજપાટ સુખ સંપતિ કુટુંબ પરિવાર સહ પોતાનો પણ પરાજય થયેલો છે અરે પ્રાણ પણ ગયેલા છે. માટે તે પ્રબળ શત્રુને જેમ બને તેમ નાશ કરવોજ ઘટે છે. જો તેની સત્તા વધી જશે તો તે આપણા શરિરમાં આશ્રયથી રહે છે છતાં તે આપણને કષ્ટરૂપી થશેજ. મનુષ્યોને

અભિમાન ઉત્પન થવાના ઘણા સાધનો હોય છે પણ તે સાધન એક શસ્ત્રરૂપે થઇ અભિમાની મનુષ્યને હણશે. અર્થાન્ત પોતાનેજ મારશે વાસ્તેજ જ્ઞાની જનો કહે છે કે તે તારાં નથી રાજપાટ સુખ, સંપતી, વાંડી, વજીફા, ધન, ધરા, માલ, ખજાનો, ઇત્યાદિ વસ્તુઓ અથવા તો એથી પણ વધારે હશે તો તેપણ અંતે ફના થનારી છે. તે મહિંથી મનુષ્ય સાથે એક તલભાર પણ અંત વખતે જશે નહિં જશે માત્ર સુકૃત અને દુષ્કૃત. માટે પોતાના સારા સમયમાં સારૂં કર્મ કરી લેવું અને તે સારા મહાત્માઓનો સંગ કરીને ખરૂં સાધન મેળવવું કે જેથી કરીને મનુષ્યોને અક્ષર-પ્રેમસ્થાન, બ્રહ્મસ્થાન ચિત્તઆનંદની પ્રાપ્તિ થાય છે અને એ પદારૂઢ થનાર મનુશ્યોને જન્મ મરણરૂપી મહાન કષ્ટકારક સીડી ચડવી અને ઉતરવી મટી જાય છે અને મનુશ્ય જન્મનું સાર્થક પણ તેમાંજ છે માટે અરે અજ્ઞાની જીવ ફરી ફરીવાર આ દુર્લભ મનુશ્યનો દેહ મળશે નહિં. અરે જે દેહ ધરવા દેવોને પણ અભિલાષા થાય છે કારણ કે સ્વર્ગમાં તો મૃત્યુલોકમાંથી કરેલા પુન્યો ભોગવવાના અને તે ભોગવ્યા પછી પાછું તે તે યોનીમાં ભટકવું પડે છે. પણ આ ભુલોકમાં તો મનુશ્યો ચાહે તો આ દેહે કરીને અખંડાનંદ એટલે મુક્તિ મેળવી શકે છે કે જેથી કરીને તેઓને ચોર્યાશી લક્ષ ભવબંધન મટે છે. અરે પોતેજ પરમાત્માની અંદર લય થઇ જાય છે. અર્થાંત પોતેજ પરમાત્મા થાય છે. માટેજ જ્ઞાની જનો તથા શાસ્ત્રો કહે છે કે તેવુંજ પદ મેળવવા ખંત રાખો. જો સ્વર્ગનું સુખ લેવા જશો તો તે સુખનો પણ અંત તો આવશેજ અને પછી મૃત્યુલોકમાં

જન્મ મરણ આદિનું કષ્ટ ભોગવવું પડશે એમાં જરાપણ સંશય નથીજ. શાસ્ત્રોમાં પણ કહ્યું છે કેઃ—

ते तं भुक्त्वा स्वर्गलोकं विशाला ।
क्षिणे पुण्ये मर्त्यलोकं विशंति ॥

**અહંકારને નમ્ર થઈ તજવું, અહંકાર મહીં બહુ દુઃખ થવું**
**અહંકાર એ શત્રુ અમાપ ગણો એ શત્રુથી સત્ય રહે ખસતું**
**સત્યનું દુર થતાંજ પછી, દીલ અસત્ય ભ્રમની માંહી જતું**
**સદ્ગુરૂની શીખ જો ધ્યાન લહે, નિત્ય ભ્રમ મટી બ્રહ્મમાં વસતું**

મનુશ્યો જો દિનપ્રતીદિન નમ્રતા ધારણ કરતા શીખે તો અવશ્ય અહંકારનો નાશ થાય છે. જ્યાંસુધી અહંભાવ હોય ત્યાંસુધી તે મનુશ્યને કોઇનો પણ સદ્ઉપદેશ લાગુ પડશે નહિં. જ્યારે સદ્ઉપદેશ લાગુ ન પડે ત્યાંસુધી તેઓને સાચી વસ્તુનુ ભાન હોયજ કયાંથી. જયાંસુધી સત્ય વસ્તુ શું છે તે ખબર નથી ત્યાંસુધી મનુશ્યો જુઠી ભ્રમણામાં ભટક્યાજ કરે છે પણ જયારે પૂર્વના પુણ્યોનો ઉદય થાય ત્યારે સંત સમાગમમાં ચિત્ત પરોવાય અને મહાત્માઓના સંગે કરીને મનુષ્યને નમ્રતા આવે છે અને જયારે નમ્રતા આવી ત્યારે મનનો અહંભાવ પણ નાશ થાય છે અને તે વેગળો થયો એટલે મનુશ્યને સારાસારનું ભાન થયું અને તે ભાન થતાંજ ખોટી વસ્તુ દ્રષ્ઠિ આગળથી દુર થશે અને સાચી વસ્તુ કે જેને શાસ્ત્રો બ્રહ્માનંદ કહે છે તેવું પરમ દુર્લભપદ પ્રાપ્ત થાય છે

અને તે પદ મળ્યા પછી શુભ વા અશુભ ફળ ભોગવવાની આવશ્યકતા કદાપી રહેતી નથીજ. શાસ્ત્રો પણ કહે છે કેઃ—

**स्थुलादि सम्बन्ध वतोऽभिनः सुखंच दुःखंच शुभाशुभेच ।**
**विध्वस्त बंधस्थ सदात्मानो मुनेः कुतः शुभवाप्यं शुभकलवा ॥**

સ્થુળ શરિરના સંબંધવાળા પુરૂષને અભિમાનને લીધે સુખ દુઃખ, શુભ અશુભ થાય છે પણ જેણે અભિમાનનો નાશ કર્યો હોય છે એવા (બ્રહ્મરૂપ) મુનીને શુભાશુભ ફળ થવું સંભવિતજ નથી

**સંસાર મહીં સૌ આશા બહુ, વિષયોજ થકી વધતીજ ગઇ,**
**એ ભોગ થકી લાગે મીઠપ, પણ અંત મહિં વિષરૂપ કહી**
**એ વિષ થકી અજ્ઞાન મટે, અજ્ઞાનથી આશા અધિક સહી**
**નિર્મુળ થતાં એ આશા વિષય જીવ એજ જશે પર બ્રહ્મ મહીં.**

સર્વત્ર મનુષ્યોને મનુષ્યોના પ્રતાપથી આશા વધે છે. વિષયોનો ભોગ મીઠો છે પણ એકંદરે તે ઝેર સમાન થાય છે અર્થાત બહુજ વિષયમાં રચીપચી રહેલા જીવ દુખી થાય છે. છતાં પોતાની આશા તે વિષયો પરથી છુટતી નથી. વળી વિષયોથી માનવના હૃદયને વિષે અજ્ઞાનતા છવાય છે અને તે અજ્ઞાનથી આશાનું મુળ દૃઢ થાય છે. જ્યાંસુધી આશાના અંકુરો અલોપ નથી થતાં ત્યાંસુધી મનુશ્યોને અવનવા વિષય સુખની ઇચ્છા થતી જાય છે. અને તેથીજ પાછા કષ્ટ આપે છે. છતાં મનુશ્યો એ સુખને ત્યાગવાનો ઉપાય પણ કરતા નથી કારણ કે અજ્ઞાનથી પોતાને કોઇ સારા સંતનો સમાગમ કરવાની ઇચ્છા પણ

થતી નથી. તેવો સમય પણ મળતો નથી. કદાપી સમય મળે તો વિષયો તેની અંદર વિઘ્નરૂપી થઇ પડે છતાં પણ સંસ્કારી મનુશ્યને કોઇ સાધુ પુરૂષનો સમાગમ થતાં ધીરે ધીરે તેના વિષયો નાશ થવા માંડે છે. એ વાંચ્છના ત્યાગ થતાં જ્ઞાનરૂપી સૂર્યનો ઉદય થાય છે અને તેથી અજ્ઞાન રૂપી તીમીરનો લોપ થઇ જાય છે એ અંધારૂં મટયું કે તુરતજ મનુશ્યને પોતાનું ખરૂં ભાન થાય છે. અને જ્યારે પોતાને પોતાનું ભાન થયું એટલે એ જીવ બ્રહ્મમાં લય થાય છે અર્થાત શીવથી વિખુટો પડેલો જે જીવ કે જે શીવનોજ અંશ છે તે શીવની સંગ મળી જાય છે

સંસાર આ વૃક્ષ સમાન ગણો એ વૃક્ષ પરે સૌ પ્રાણી વસે
પ્રયત્ન કરે ફળ ચાખવાને પણ એ ફળ દુરને દુર ખસે
ફળ આશ જો પ્રાણી તજે દીલમાં,
અણધાર્યું એ પ્રાણીને આવી મળે
પણ હર્ષ કે શોક તજે ફળનો,
જીવ તે અંતર્માં શીવ સંગે ભળે.

આ જગતને શાસ્ત્રોએ વૃક્ષની ઉપમા આપેલ છે. તે વૃક્ષ ઉપર પ્રાણીરુપે આપણે રહેલા છીએ, એ વૃક્ષ ઉપર બહુજ મીઠાં અને સ્વાદિષ્ટ ફળો છે જે ફળોને ખાવાની ઇચ્છા મનુશ્યોને બહુજ થાય છે છતાં તે ફળ પ્રાણી આગળથી દુરને દુરજ થતાં જાય છે. પણ સંસારમાં આવી ફળની આશા છોડીને જે મનુશ્યો કર્મ કરે છે તે ફળ મનુશ્યને અનાયાસે મળે છે. ફળ પ્રાપ્ત થાય છતાં જે મનુશ્યને હર્ષ થાય નહિં અને ન

મળે તો શોક થાય નહિં ત્યારે તે મનુશ્ય અખંડ એવું ઉત્તમ પદ પામે છે. અર્થાત મોક્ષ મેળવે છે, બ્રહ્મપણું મેળવે છે. માટે મનુશ્યોએ પોતાનું મન વશ રાખતાં શીખવું અને મોહને વશ થવા દેવું નહિં. તેમજ સમાનભાવી રહેવું જે વિષે ગીતાજીમાં કહેલ છે કેઃ—

**नप्रहृष्येत्प्रियं प्राप्यनो द्विजेन्प्राप्य चा प्रियम् ।**
**स्थिर बुद्धिर संमूढो ब्रह्मविद्ब्रह्मणि स्थितः ॥**

સન્યાસયોગ અ. ૫ શ્લોક ૨૦

જે બ્રહ્મના સ્વરૂપને જાણીને બ્રહ્મ ભાવને પામ્યો છે તે પ્રિય વસ્તુના લાભથી હર્ષ પામતો નથી. અને અપ્રિય વસ્તુના લાભથી ખિન્ન થતો નથી કારણ કે તેનો મોહ નિવૃત્ત થવાથી તેની બુધ્ધિ સ્થિર થાય છે.

**કીરતાર તણી કરૂણાયે કરી, આ જન્મ મળ્યો તુજને ભાઇ;**
**ફરી જન્મ મળે ન મનુષ્ય તણો. કર સુકૃત તું હાથે કાંઇ**
**ઉંધે મસ્તક લટકી તું રહ્યો, નિજ માત્રુતણા ઉદર માંહી;**
**બહુ સ્તુતિ કરી બંધન છુટયાં, એ વાત હવે કાં વીસરાઇ.**

ઓ અજ્ઞાની જીવ ! જરા તારા દિલમાં વિચાર તો કર કે તું જ્યારે માત્રુના ઉદરમાં જઠરાગ્નિમાં મહાન કષ્ટ ભોગવતો હતો તે વખતે તો તું પરમાત્મા પાસે દ્વિકર જોડીને વારંવાર પ્રાર્થના કરીને યાચના કરતો હતો કે હે દિન દયાળુ આ બંધનમાંથી મને મુક્ત કરો. હું બહુજ પીડાઉં છું. જો તમે મને છુટો કરશો તો પૃથ્વિ ઉપર જઇને હું તમને કદાપી વીસરીશ

નહિં. અરે પ્રભુ તમારૂંજ નામ જપ્યા કરીશ અને મારે હાથેથી પૂળની ઇચ્છા વિના શુભ કર્તવ્યો કરીશ કે જેથી કરી તમારી કૃપા સંપાદન કરી શકું. અને પૂરી વખત આવા જન્મ મરણના અતિ કઠીનમાં કઠીન દુઃખો સહન કરવાનો મારે સમય નજ આવે. ત્યારે તે દયાળુએ તને જન્મ આપ્યો અર્થાત તને બંધનમાંથી છુટો કર્યો. અરે પ્રાણી તું પૃથ્વિ ઉપર આવ્યો કે તે સઘળું તું વીસરી ગયો. અરે તારા વચનથી તું વિમુખ થાય છે. અરે ભાઈ તારા જન્મનું ખરૂં સાર્થક કરી લે નહિં તો પાછું એજ દુઃખ સહન કરવાનો સમય આવશેજ તો તું પ્રભુને ભજી લે, તારા જઠરાગ્નિના કોલ કરાર યાદ લાવીને કંઈક સુકૃત કરી લે અને એ દિન દયાળુ પરમાત્મા પાસે દિનવાણીથી તેનું શરણ માગી લે કે જેથી કરીને તારૂં ચોર્યાશી લક્ષ યોનીનું મહાન કષ્ઠ નિર્મુળ થઇ જાય. ઓ જીવ! ફરી ફરી તને કહું છું કે એ પરમ પરમેશને વિસરીશ નહિં.

સૌ નેતિ નેતિ પોકાર કરે, એ આદ્યપુરૂષ નિરંતર છે,
ષટ શાસ્ત્ર પુરાણ અઢાર વળી, ઉપનિષદ વેદ તણુ શીર છે;
છે બાહાર અને સૌ અંતરમાં, છે ભોકતા કુટસ્થક્ષર એ,
સત્ ચિતાનંદ નિરંજન એ, સૌ વાણી થકી પણ એ પર છે.

એવા પરમેશને મારા સવિનય સાષ્ટાંગ નમસ્કાર હો.

ॐ शान्ति ! शान्ति !! शान्ति !!!



# સોડા વોટરના મશીનો.

સોડા વોટર બનાવવાના એક, બે અને ત્રણ બાટલીના મશીનો તથા તેના જુદા જુદા ભાગો તથા ગ્યાસના સીલેન્ડરો સોડાની ખાલી બાટલીઓ તથાઃ-

એસેન્સો ( અરકો ) તથા કલરો ( રંગો ) રબરની રીંગ તથા સોડા વોટરના કારખાનાને લગતો તમામ સામાન ખાત્રીલાયક તથા વ્યાજબી ભાવથી મળી શકશેઃ—

૫૫૦ પાવરની <u>સેકેરીન</u> ગેરેન્ટેડ પણ મળી શકશે ભાવ તાલ માટે આજેજ લખોઃ—



---


પ્રકાશકઃ—હરખજી જાદવજી વાલુકડવાળા.

દાદીશેઠ અગીઆરી લેન. મુંબઇ. નં. ૨.

છાપનારઃ—અમરચંદ લક્ષ્મીચંદ બેદ,

શ્રી હિન્દ લક્ષ્મી છાપખાનું, કાલબાદેવી રોડ, મુંબઇ ૨.